જે ગાયન ન ગાવામાં આવે તે કાઢી નાખેલું સમજવું.

॥ श्री गणेशाय नमः ॥

# उषा कुमारी

## નાટકનાં ગાયનો.

શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે


પ્રયોજક:—

રઘુનાથ ત્રિભુવનદાસ બ્રહ્મભટ્ટ, નડીયાદ.

બુદ્ધદેવ, સૂર્યકુમારી, છત્રવિજય ઇત્યાદિ

સુપ્રસિદ્ધ નાટકોના લેખક.



પ્રકાશક:—

પ્રેમીલાલ મૂળજીભાઈ આશારામ ઓઝા,

મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના માલીક.

ગેઇટી નાટકશાળા, બોરીબંદર સ્ટેશન સામે, મુંબઈ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦૦.

સંવત ૧૯૭૮.] [સને ૧૯૨૨.




કિંમત ચાર આના.


છાપનાર:-મગનલાલ જગજીવનદાસ, (૨૦૮૧-૭૮.)
શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તા, મુંબઇ, ૩.

भवति हृदयहारि क्वापि कस्यापि कश्चित्
न खलु गुणविशेषः प्रेमबन्धप्रयोगे ।
किसलयति वनान्ते कोकिलालापरम्ये
विकसति न वसन्ते मालती कोऽत्र हेतुः ॥ १ ॥

"नलचम्पू"

રસ અર્ણવ ઓખા નારી ઝીલે અનિરૂદ્ધ નાથ વિહારી.

પ્રેમાનન્દ.

# ઉષા કુમારી

## નાટકના મુખ્ય પાત્રો.

---

### પુરૂષ પાત્રો.

બાણાસુર.....શોણીતપુરનો મહારાજા, બલીરાજાનો પુત્ર, ઉષા કુમારીનો પીતા.

કૌભાંડ.......બાણાસુરનો મંત્રી.

ઇંદ્ર............સ્વર્ગાધીશ.

અંધકાસુર....દાનવ રાજા.

અનિરૂદ્ધ......શ્રી કૃષ્ણનો પૌત્ર, ઉષાકુમારીનો પતી.

શ્રીકૃષ્ણ.......ત્રિલોકાધીશ ભગવાન.

પાનાજી
માનાજી } ...ત્રણ ઠગ.
દગડુજી

નારદ.........બ્રહ્માના માનસીક પુત્ર દેવર્ષી.

શંકર, લોકપાળો, અનુચરો, દરબારીઓ, ઇત્યાદિ.

# સ્ત્રી પાત્રો.



**ઉષાકુમારી...**શોણીતપુર નરેશ બાણાસુરની પુત્રી, અનિરૂદ્ધની સ્ત્રી, આર્ય સંસારમાં ઓખાને નામે પંકાતી ભારતની મહા સતી.

**ચિત્રલેખા.....**માનવી શરીર ધારણ કરી આવેલી વિધાત્રી, ઉષાની સખી.

**બાણમતી.....**બાણાસુરની મહારાણી.

**હીરા-માકી...**ઠગની છોકરીઓ.

પાર્વતી, ઇંદ્રાણી, અષ્ટ પટરાણીઓ, સાહેલીઓ, અપ્સરાઓ, દાસીઓ, ઇત્યાદિ.



શ્રી ગણેશાયનમઃ ॥

# ઉષાકુમારી નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.



### પ્રવેશ ૧ લો.

સ્થળ—વિહાર ઉપવન.

ઉષાકુમારી અને સાહેલીઓનો સ્વર્ગ અને મૃત્યુલોકની તુલના વિષે સંવાદ. અંધકાસુરે ઉષાકુમારી હરણ કરવા આવવું. અનિરૂદ્ધે આવી તેને બચાવવી. ઉષા-અનિરૂદ્ધ પ્રથમ પ્રેમદર્શન.

### પ્રવેશ ૨ જો.

સ્થળ—રસ્તો.

હીરા અને માકી નામની બે ઠગની છોકરીઓએ મુસાફરોને ફસાવવા આવવું. પાછળથી પાનાજી અને માનાજી નામના બે ધુતારાએ આવવું. છોકરીઓના બાપે આવી તેમને પોતાને ઘેર લઇ જવા.

### પ્રવેશ ૩ જો.

સ્થળ—નંદનવન.

કુંકુમ ને કાજળના થાળ લઇ માનવીના ભાગ્ય લખવા નીકળેલી વિધાતા ને નારદનો સંવાદ. દિગવિજયમાં નીકળેલા બાણુ-

સુરનું આગમન. યુદ્ધમાં ઇંદ્રનો પરાજય, વિધાત્રીના કહેવાથી બાણાસુરે કૈલાસ ઉપાડવા જવું. શંકરે શ્રાપ આપવો.

### પ્રવેશ ૪ થો.

#### સ્થળ—ઠગનું ઘર.

મહેમાનોને ફસાવવા જતાં ઠગની છોકરીઓનું ફસાવું. પાનાજી અને માનાજીએ છોકરીઓને ઉપાડી જવી.

### પ્રવેશ ૫ મો.

#### સ્થળ—ગૌરીમંદિર.

ગૌરીપુજન અર્થે આવેલી ઉષા અને સાહેલીઓનો વાર્તાલાપ. શંકરના શ્રાપથી ઉશ્કેરાયેલા બાણાસુરે ઉષાને નાશ કરવા આવવું. ઉષાના કાલાવાલા. ચીત્રલેખાએ સંસારનું મિથ્યાપણું સમજાવવું. બાણામતી, કૌભાંડ, ઇત્યાદીનું આગમન. પ્રચંડ મહત્વાકાંક્ષાને વશ થયેલા બાણાસુરનો ઉન્માદ. મંદિરમાંથી પારવતીના આયુધોનું નીકળવું. પારવતીના તેજથી બાણાસુરે અંજાઇ જવું. **(ટબ્લો.)**

———:o:———

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

#### સ્થળ—સમુદ્રમાં ઉષાનો એકડંડીઓ મહેલ.

જન્મભર કુમારી રાખવાના હેતુથી એકડંડીયા મહેલમાં કેદ કરેલી ઉષાનો વિરહાલાપ. સખીઓના આશ્વાસન. સ્વપ્નમાં અનિ-

રૂદ્ધ સાથે લગ્ન. જાગૃત થઇ અનિરૂદ્ધને શોધતાં ચિત્રલેખાનું આગમન. સખીની આત્મશાંતી ચિત્રલેખાએ તેના સ્વપ્નના પતિને ચિત્રમાં દેખાડવો. ઉષાની તેને પરણવાની અધીરાઇ. ચિત્રલેખાએ અનિરૂદ્ધને લેવા આકાશ માર્ગે ઉડવું. (સીન ટ્રાન્સફર)

સોનાની દ્વારીકાનો દેખાવ. સુદર્શનચક્રનું આગમન. નારદે આવી ચિત્રલેખાને ચક્રમાંથી બચાવવી. ચિત્રલેખાએ અનિરૂદ્ધનો હીંડોળો ઉપાડી ઉષા પાસે લઇ જવું.

## પ્રવેશ ૨ જો.

પાનાજીને માનાજીનો ઘર સંસાર. દગડુજીએ સાધુ બની આવવું. વેલજી શેઠે બાયડી પરણવા આવવું. બન્નેનો ફજેતો. પાછળથી દગડુજીએ છોકરીને ઉપાડી જવી. પાનાએ પાછળ જવું.

## પ્રવેશ ૩ જો.

સ્થળ—ઉષાનું અંતઃપુર.

અનિરૂદ્ધનું જાગ્રત થવું. ઉષાની સખીઓએ તેને બનાવવો. ચિત્રલેખાનો નર્મ વિનોદ. નારદે આવી ઉષા અનિરૂદ્ધના ગાંધર્વ લગ્ન કરવાં. કૌભાંડે આવી તેમને બાંધી લઇ જવાં.

## પ્રવેશ ૪ થો.

દગડુજીએ પાનાજીને બાંધી લાવવો. હીરા ને માકાએ તેને છોડાવવો. માનાજીનું પકડાવું. પાનાજીએ ગોર બની આવવું. માનાજીનો માતાને ભોગ ધરાવવાનો ઠરાવ. હીરાએ માતા બનવા જવું.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—બાણાસુરની રાજસભા.

બાણાસુરનું વિજયના ઉન્માદથી ફુલાવું. અચાનક સભા મંડપના સ્તંભનું અને ધ્વજાનું તૂટી પડવું. કોભાંડે આવી ઉષાના લગ્ન થઇ ગયા એમ જણાવવું. બાણાસુરે ઉષા—અનિરૂદ્ધને કેદ પકડી મંગાવવા. બાણાસુરે બંનેને મારી નાંખવા ઉશ્કેરાવું. અનિરૂદ્ધના આત્મબળ આગળ બાણાસુરની આસુરી શક્તીનો પરાજય. બાણાસુરે તેને બાંધી સાગરમાં નાંખવો. વિધાત્રીએ ઉપાડી લેવો.

## ટેબ્લો.

## અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—દ્વારીકા.

નારદજીએ આવી શ્રી કૃષ્ણને અનિરૂદ્ધના પકડાવા વિષે કહેવું. શ્રી કૃષ્ણ માયા દર્શન.

## પ્રવેશ ૨ જો.

દેવી બનેલી હીરાએ બધાને છોડાવી દગડુજીનો ફજેતો કરવો.

## પ્રવેશ ૩ જો.

ગાંડી બનેલી ઉષાએ વનનાં પશુ પક્ષીઓને અનિરૂદ્ધને માટે પુછવું. ચિત્રલેખાએ અનિરૂદ્ધને લઇ આવવું. પ્રેમીનું મીલન. બાણાસુરે આવી બન્તેને શોણીતપુર લઇ જવાં.

## પ્રવેશ ૪ થો.

પાનાજી ને માનાજીએ હીરા ને માકીને ગભરાવવા બનાવટી યુક્તિઓ કરવો. દગડુજીએ આવી કબાટમાં છુપાવું. ગંભીર ઘોટાળો.

## પ્રવેશ ૫ મો.

સ્થળ—**બાણાસુરની રાજસભા.**

અનિરૂદ્ધને જીવતો બાળી નાખવા બાણાસુરે તેને માયાવી કારાગૃહમાંથી બહાર લાવવો. અનિરૂદ્ધનો પ્રેમશ્રદ્ધા પાછળ પ્રાણાર્પણ કરવાનો અડગ નિશ્ચય. રાણીએ વચમાં પડતાં તેનો વધ કરવો. ઉકળતા તેલ પાત્રમાંથી શ્રી કૃષ્ણનું પ્રાગટય. બાણાસુરે ભગવાનને જોઇ ઉશ્કેરાવું. ગદા મારવા જતાં ગદાનું આકાશમાં ઉડી જવું. સભા મંડપના સ્તંભો ઉખાડવા જતાં સ્તંભે સ્તંભે શ્રીકૃષ્ણ દર્શન. બાણાસુર મદમર્દન. શ્રીકૃષ્ણ પાસે તેણે ક્ષમા માગવી. શ્રીકૃષ્ણનું અભયવચન. રાણીને પૂનર્જીવન. ઉષા અનિરૂદ્ધ લગ્ન.

## (અંતિમ ઉપસંહાર)

—:૦:—

☞ શ્રી મોરબી નાટક કંપનીનાં ☜

# સચિત્ર મોટાં પુસ્તકો.

---

દરેક કોમની સ્ત્રીઓને સદ્બોધ ગ્રહણ કરવા યોગ્ય
પાતિવ્રત્ય પ્રભાવદર્શક અત્યુત્તમ પુસ્તકો.

સુકન્યા–સાવિત્રી નાટક—(ભાષણો તથા રંગબેરંગી બાવીસ સુંદર ચિત્રો સહિત) મૂલ્ય .... .... રૂ. ૧–૮–૦

મહાસતી અનસૂયા નાટક—(નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કરેલું. ભાષણો તથા સુંદર ચિત્રો સહિત.) મૂલ્ય ... ... રૂ. ૧–૮–૦

ભર્તૃહરિ નાટક—મોટું (ભાષણો તથા સચિત્ર) રૂ. ૧–૮–૦

ચાંપરાજ, ત્રિવિક્રમ, ત્રિયારાજ, જગદેવ પરમાર, રાણકદેવી, ચંદ્રહાસ, રાણા રાજસિંહ એ પ્રત્યેકનું મૂલ્ય .... રૂ. ૧–૦–૦

પ્રેમીલાલ મૂલજીભાઇ આશારામ ઓઝા.

૧૦૨૬૮

# ઉષા કુમારી

## નાટકનાં ગાયનો.

---

**સૂત્રધાર—** ૧

ગૌવરી તનય શ્રી ગણેશ,
ઇશહે વરદે યશ મુદદે—
શાંતીકરણ તવ ચરણ શરણ દે—ગૌરી.
રીદ્ધી સીદ્ધી મુકિત દાતા
અશેષ કલેશ હર્તા
અમ શીર કર ધર—શ્રી ગણેશ.
અભરણ ભર જય શ્રી દે તું—ગૌરી.

**બાળાઓ—** ૨

આર્ય તણો ઉજ્જવળ જેનાથી સંસાર,
ધન્ય ધન્ય સતીઓનો બ્હેની અવતાર.
ત્રિભુવનને નાથ તણા ચરણે નમાવતી,
હરી હર વિરંચી સમાને ડોલાવતી;
અહલ્યા સીતા તારા ભારતની વીર બાળા,
સદગુણ કેરી શાળા-શીયળ સુમનની માળા;
ગજાવ્યો જેણે વિશ્વમાંહી ભારત જયકાર—ધન્ય.

ઉષા, સાહેલીઓ— ૩

ફુલમાળા ગુંથવા બાળા ઉપવનમાં જાતી
વેલી લજાતી કઠી શી આછી આછી લચકાતી
મદમાતી ઉર હરખાતી—ઉપવન.
બાળા ભરી નવ રાગ આ માનવ નિકુંજે જાય છે,
માધવ તણાં દર્શન થતાં શી ઉર વિષે હરખાય છે;
મધુ માસનાં દર્શન થતાં મધુ કોકીલા શી ગાય છે,
મધુ કુંજમાં મધુ વેલીઓ તરૂ પુંજમાં લપટાય છે.

ઉષા, સાહેલીઓ— ૪

આવી લલીત ભાવના ભરી દીવ્ય સુંદરી,
નીરંતર પ્રીયજન અંતર ભરશે—ત્યારે દેવ અવતરશે
ત્યારે દેશ ઉદ્ધરશે.
દેશોદયના રમ્ય મનોરથ ઉજ્જવળ ઉર ધરશે,
આત્મ ત્યાગનાં અમોઘ વૃતથી વિશ્વ વિમળ કરશે;
વ્યાસ વાલ્મીકી સમા વિમલ નર જગ પાવન કરશે,
ભારત ભૂમીની સ્વતંત્રતાના ધ્વજપટ ફર ફરશે
દેશ અમ સ્વતંત્રતા વરશે.

ઉષા–સાહેલીઓ— ૫

પતી પદ રજ સેવાની કીંમત કેમ આંકી અંકાય,
કહે અલી મુખથી કેમ કહેવાય;
દેવ પુજનનો મહિમા મ્હોટો જગમાં અલી વખણાય,
કહે પછી પતી પુજ્યે શું થાય.

શુદ્ધ ભાવ ધરી દેવ પુજાયે દિવ્ય દેહ ધરી સ્વર્ગે પમાયે,
કલ્પવલ્લી સમ સીદ્ધી મળે અલી, જીવન ધન્ય થઈ જાય—કહે.
શીયળવતિ પતિ ભક્તિ પ્રભાવે દેવ સદન પ્રીય ભુવન બનાવે,
નંદન વન—આંગણુ વિકસાવે,
દેવ સ્વર્ગના ભ્રમર બની જ્યાં સુવાસમાં લલચાય—કહે.

ઉષા—અનિરૂદ્ધ— ૬

સ્વીકાર મ્હારાં સ્નેહ સમાં પુષ્પનો ઉપહાર,
હો રાજ તારો જીવનપર અનહદ ઉપકાર.
નિર્મળ આકાશમાંહી ઇંદુ કળા જેવી,
કુમારીકાની ભાવનાની ભવ્યતા ભરેલી;
એના ફુલ ફુલમાં ઉડે પ્રેમ પરીમળના બ્હાર—હો.
સદ્ભાવશાળી બાળા એ સુભગ ઉષા દેવી,
ભારતની ભવ્યતાની કીર્તી કળા જેવી;
અજબ ત્હારી માળાના અજબ છે પ્રકાર—હો.

હીરા— ૭

નારંગી લેજો માલણ આવી કાશ્મીરથી,
નાની નારંગી ઉર મજાનું ગાલે નારંગી છાંય;
નારંગી સાલુડેથી તન નારંગી સોહાય—રે
નારંગી હૈડામાંથી રસ નારંગી ઉભરાય,
નારંગી રસીઆ સાથે રસ નારંગી લુંટાય—રે

હીરા—માકી }
પાનાજી—માનાજી } ૮

આ બે ફુલ લેજો જાની,
• કાકા જોડી મળી મઝાની;
ભાઇ વાત નથી પુછવાની.

હૃદય સરોવર તટપર ઉગ્યાં મોંઘા ને અણુમુલ,
કાકા બોલતું બુલ્બલ ભત્રીજા ડબ્બો ગુલ;
હતા આજ સુધી બાયડીના કાકા વાંધા,
ફર્યા આજ સુધી કાકા ભત્રીજા વાંઢા;
જોડી આ જુગતી મળી મેળવ્યા પ્રભુએ સાંધા—

ચિત્રલેખા— ૯

હું તો ઉડતી બ્રહ્માંડ તણી વાડીએરે રાજ,
પુણ્ય પાપની ચીત્રેલ મારી પાંખડીરે રાજ.
નયન થાકયાં નિહાળી જગત વાટડીરે રાજ,
કૈંક ઉગ્યા ઉગ્યા ને દિવસ આથમ્યારે રાજ.
કૈંક આથમી શશી સુરજની બેલડીરે રાજ,
જગત જુનાં થયાં ને હું તો અવનવીરે રાજ.

નારદ— ૧૦

મુરખ જન આંખ છતાં થઈ અંધ કરે અભિમાન
કરે અભિમાન (૩).
પ્રાણી માત્રના કર્મ સાક્ષી પણ ભાગ્યાધીન ભગવાન—
જગતમાં ભાવિ સદા બળવાન.
ધર્મ તણાં મુળ ક્ષેત્ર ગણાયે દયા દિનતા દાન,
વિષય ભોગ મૂળ રોગનું વળી પાપ મૂળ અભિમાન—કરે.

હીરા–માકી, પાનાજી, આનાજી.— ૧૧

શંખ શીરોમણી દમડુજી તમે દરીઆમાં પડજો,
બ્હેલેરા જમપુરીમાં પડજો;

જતાં તમે રસ્તામાં રસ્તામાં મરજો,
સોનાપુર સીધા પરવરજો.
દીકરીની દયા દીલે ધરજો,
છોકરીઓ છેતરી ચાલીરે, ઘરબારે વાગ્યાં તાળાં;
તમે ધીમે ધોકા મારોરે, દગડુજી ડંડાવાળા.

૧૨

**ઉષા–સાહેલીઓ**—આછી આછી આ તરૂવર કેરી હાર
કેશરવર જળે ભર્યારે,
ગૌરીપુજન મદભર બ્હેન કે મંદીર સંચર્યારે.
ધરી કર કુમકુમ કેશર થાળ,
સુંદર મુક્તામણિ તણી માળ;
નવ લજ્જાવતી મનહર બાળ,
કે–ઉર આશા ભર્યારે.
જગત તણાં માતા પીતા ગૌરી અને ગૌરીશ,
મનવાંચ્છીત વર આપશે પ્રસન્ન થશે પરમેશ.

**ચિત્રલેખા**— ૧૩

કાયા કુસુમ આ કારમું દીન ચારમાં વણસી જશે,
પાણી પહેલાં પાળ બાંધો મનની મનમાં રહી જશે.
ચીંતામણી સમ દેહ આ માગ્યા છતાં મળશે નહિ;
પારસમણીના પાત્રમાં ભીખ માગતાં જીંદગી જશે.
પીતા મીથ્યા સંસારીઆની માયા આ જીંદગી ચાર દીનની,
ક્ષણિક વૈભવમાં તાત શું લોભાયા આ જીંદગી ચાર દીનની.
વિશ્વ સાગરમાં ભરતી ઓટ આવે,
જીવન નૌકા તોફાને એ ચઢાવે;
ભરદરીઆમાં અધવચ ડુબાવે–આ જીંદગી.

# અંક ૨ જો.



ઉષા— ૧૪

કોઇ કહેજો કોયલડીને ગાયા કરે
ગાયા કરે—ન રીસાયા કરે.
ધીમી ધીમી વસંત લહર વાયા કરે,
આછી આછી આ આમ્ર ઘટા છાયા કરે;
મારા હૈડાની મંજરી સુકાયા કરે,
એ તો ગાયા કરે—ન રીસાયા કરે.

(કવિ ન્હાનાલાલ.)

ઉષા— ૧૫

થયું સ્વપ્ન મનોહર એક સખી મન વાણીથી વર્ણન થાય નહિ,
થયો પ્રેમજલે અભિષેક સખી ઉર હર્ષ અપાર સમાય નહિ;
સમી સાંઝ સમે સરીતા-સરતી તટ ઉપર હું તો સંચરતી,
પ્રતીમા પટ પીત ધરી ફરતી નીરખી નયને વીસરાય નહિ;
સલુણે સહસા નીરખી મુજને-ધસી આવી હસાવી દ્રગે દ્રગને,
પકડયો કર શું કહું એ હગને બળ બહુ કરતાં છટકાય નહિ;
અધરામૃત પાન પ્રયોગ થયો પરીરંભણુ યોગે વિયોગ થયો,
નીવીબંધ પ્રબંધજ મંદ રહ્યો પછીનું કળતાંય કળાય નહિ.

ઉષા— ૧૬

કોઇ જાજો એ હંસાના માનસની પાસ,
કોઇ કહેજો આ બાળાના અંતરની આશ.
તારી હંસીના હૈડામાં, બળતા અંગાર,
એની આંખલડી આંસુડાં સારે ચોધાર;
ભાળ લેજો હો રાજ—ત્યાગી સરવરનો વાસ—કોઇ૦

ઘોર રાતલડી સરીખો આ ભાસે સંસાર,
માંહી દુખડાંની વીજલડી-કરતી ચમકાર;
પૂર્ણ કરજે હો રાજ-તારી પ્રેમીની પ્યાસ.

હીરા-માકી
માનો-પાનો
દગડુજી,
વેલજી.

૧૭

બોલો બોલો મારા ચતુર સુજાણુ,
લગનની કેવી છે લ્હાણુ;
માવડી આપ મને પ્રાણુ તણું દાન,
મામલો પહોંચશે આ સીધો મશાણુ.
મુગા રહો માંડે તમારી મોકાણુ,
કેમ કહો પાછા ફરી હવે આવશો;
ના ભાઈ ના
લગનની કહો હવે જાન જોડી લાવશો,
ના ભાઇ ના-જાનમાં નીકળ્યો અમારો આ જાન.

ઉષા-સાહેલીઓ— ૧૮

ઉર આશ હતી કાં ઉદાસ બની જો પ્રીયજન નયનની ઝાંખી થઇ,
કાંઇ બોલું અરે ઉર ખોલું કરી અણુબોલ અલી કાં ઉભી રહી.
રસભાવ ભર્યાં અધરોષ્ઠ સ્ફુર્યા શી લાલી ગાલે છવાઇ રહી,
જગાડ જઇને પ્રીય અવીલંબે વાટ તું કોની જોઇ રહી,
પ્રીયતમ જગવ જગવ જઇ બ્હેન;
લલના લલીત કંઠ હલકારે અલી કંઈ મંજુલ મંજુલ—ગા.
નયનના વીજલડી ચમકારે, પ્રીતમ તણી માર્ગદર્શની થા;
નયને તને આજ ચઢ્યાં, મદઘેન પ્રીતમ જગવ જગવ બ્હેન.

ઉષા-સાહેલીઓ— ૧૯

વ્હાલમની સંગે વીંટાશે તું વેલડી,
પંખી પંખીણીની બનશે સુબેલડી;
સમજાશે ભેદો સંસારના સાહેલડી,
બાળા—અલબેલડી-કાંચનની વેલડી.
બ્રહ્મચર્ય ભાવનામાં રમતી કૌમાર કુંજે, ભમતી
શું જાણું શૃંગાર તણા ભેદો સાહેલડી;
એકલડી જાણી બનાવો ના ઘેલડી.

ઉષા-અનિરૂદ્ધ— ૨૦

પ્રીયતમ આવ્યા આંગણે તનના કરૂં સીતાર,
ગાવા સંગીત પ્રેમનાં રગરગ વાગે તાર;
જીવન સખી સ્વીકારજે વહાલા, જીવન ચરણે ધરે બાળા;
જીવન વીણા જગવનારાં, જીવન સખી વાક્ય આ તારાં;
પ્રીયજન નયનનાં દર્શન પામી, ભવસાગરનાં દુઃખો વીરામી,
સ્નેહ સુધા ધારા—મળી મને.

૨૧

નાચનારીઓ—ગુન્દેપે ઝુલ્ફે બાંદે દત્તા રદી
વે વે અસ્તર ગીદી દાડા મહેબુબાન ગુલે
અનારદી—તોબા તોબા.
શાનેપે ઝુલ્ફ ઝુલ્ફમેં દીલ દીલમેં હસરતે
ઇતના તો બોજ શરપે ન જાકત કહાં રહી-
ઝુલ્ફ લટકાકે વો દીલ હમસુએ બાઝાર ચલા,
શોહરા હર તરફસે ચલા માર ચલા માર ચલા.

——:o:——

# અંક ૩ જો.

અષ્ટપટરાણીઓ— ૨૨

સખીઓ અમરાપુરી આવાસ વસાવ્યા આંગણેરે આજ,
સ્નેહ ને મણીમય મંડપ આજ વિરાજ્યા કૃષ્ણચંદ્ર માહારાજ.
ચંદ્ર ચડયો અટારીએ, અનીલ ચડયો આકાશ;
તારક મંડળ નીરખતું, દીવ્ય અમારા રાસ.
વદન એને પૂર્ણ ચંદ્ર ઝલકાય, હૃદય એના તેજ ઝીલેરે આજ;
નયન એના દીવ્ય તેજ ઉભરાય, કે આત્મન તૃષા છીપેરે આજ.
એને વીસ્તુત ભવ્ય લલાટ, વિરાટની પ્રભા ઝગેરે આજ.

સત્યભામા— ૨૩

સ્યામ રંગ સમીપે ન જાવું મારે આજ થકી—સ્યામરંગ.
જેમાં કાળાશ તે સહુ એકસરખું સર્વમાં કપટ હશે આવું
કસ્તુરીની બીંદી તે કરૂં નહીં ભાલે કાજળ ના
આંખમાં સજાવું—મારે.
કોકીલાનો શબ્દ સુણું નહી કાગવાણી શુકનમા ન લાવું-મારે.
નીલાંબર કાળી કંચુકી ના પહેરૂં જમુનાના નીરમાં
ન નહાવું—મારે.

હીરા-માકી, દગડુ, પાનાજી, માનાજી— ૨૪

લ્યો પીતાજી પ્રણામ, જઇએ અમારે ગામ,
હવે રામ રામ રામ.
ઘર ફુટયે ઘર જાય, જગમાં હાંસીતો થાય,
આનું નામ નામ નામ.

દેવાળાં દીકરીએ કાઢયાં, દમડુનું ઘર બગડયું;
જાળ બીછાવી સોનેરી ભાઇ, લઇ ચાલ્યા અમે લમડુ.
કેવા જીત્યા અમે ઠીક હાર્યા તમે;
બાજી બગડી ગઇ કામ વંઠયું તમામ—હ્યો.

ઉષા— ૨૫

મૈંતો પ્રીતમની પાછળ ફકીરી લીધી,
ફકીરી લીધી ખલક ખારી કીધી;
આજથી જન જગતના કો પ્રેમ કદી કરશો નહિ,
કુમળા કુમારા જીગરમાં અંગારને ભરશો નહિ;
બળશો ચિતામાં જન્મભર કાચાં રહેશે કાળજાં,
આ ભવ બગડશે તમારો જન્માંતરે ઠરશો નહિ;
આપ વીતી મૈંતો જગતને કીધી.

ચિત્રલેખા— ૨૬

વસમો પ્રીતીનો પંથ (૨) છે વસમો,
પ્રીતીનો પંથ જેનો પામે નહિ કોઇ અંત.
માર્ગ ભરેલા કાંટાના જ્યાં કેવળ નજરે પડતા,
ડગલે નિરાશાના ડુંગર નડતા જ્યાં મુઝાયા મોટા મહંત;
પ્રીત રસાયણ પીતાં—મીઠાં જીરવતાં નડતાં,
નશો ચઢે જેનો આકરો એ તો જીરવે શંકર જેવો સંત.

અનિરૂદ્ધ— ૨૭

અમર આત્મા અમારો છે મરણ દરકાર શા માટે,
મરી જાણે જો જન્મીને જીવન દરકાર શા માટે.
જગતમાં પ્રાણી કૈં મરતાં મરીને જન્મતાં પાછાં,
બધાં ઘટમાળમાં ફરતાં પછી તકરાર શા માટે.

ચૂકયો જે લક્ષ્ય જીવનનું ગયો તે જીંદગી હારી,
જીવ્યો તે ના જીવ્યો જગમાં મરણુ દરકાર શા માટે.

હીરા, માકી
પાનો, માનો
દગડુ, વેલજી

૨૮

નટખટ નીર્દય નાવલીયેરે મને ભોળીને ભરમાવી,
અમે ધોળામાં ધુળ ધ્રાલીરે અહીં આવી લાજ ગુમાવી;
જાઓ જીવણુ છો જુઠાબોલા જાણ્યા તમારા ઢંગ;
કહેવું કૈંક ને કરવું કૈંક, એ ન્હોય પ્રીતીના રંગ.
તમે ફાવ્યા નહીં દગડુજી, અમે હાર્યા જીતી બાજી;
છે બન્ને લુચ્ચા પાજી, અમે અજબ જમાવ્યો
રંગ ઢંગ—મને.

અનિરૂદ્ધ—

૨૯

નાશવંત નર દેહ નકામો મનમાં કાં ફુલે માનવી,
ચીત્ર વિચીત્ર છે વિશ્વ રંગતું, ભરમે કાં ભૂલે–જીવડા.
ઇંદ્ર જાળો નીરખી તું મનમાંહી કાં રળીઆત છે,
માટી તણો સંસાર આ સૌ માટીની મ્હેલાત છે;
માટીની માનવ જાત છે આ માટીનો ચળકાટ છે,
છે ચાર દિવસની ચાંદની અંતે અંધારી રાત છે.

બધાં—

૩૦

અમારો ભારત જય પામે,
દીવ્ય ભાવના એજ અમારી ઐકય સદા જામે.
કર્મ પર ધર્મ વિજય પામે, પ્રીતી પર નીતી વિજય પામે;
અજય પર વિજય ત્રિજય પામે ભીન્નતા અભીન્નતા પામે.

(ઉપસંહાર)

## નામદાર વાઇસરોય સાહેબ.

બહાદુર ના. ઓનરેબલ સરજ્યન જનરલ મરહુમ સર લ્યુકીસ પારડી કે. સી. એસ. આઇ., એમ. ડી., ડીરેકટર જેનરલ ઑફ મેડીકલ સરવીસવાળા પ્રમુખ હતા તે સ્પેશીયલ રેડ ક્રોસ વૉર હોસ્પીટલ કે જેમાં મેજર ઑનરેબલ સર ઑફ સ્ટેવર્ડ સી. આઇ. ઈ. કલકત્તા તથા મેજર એ. ઇ. વાલ્ટર, આઈ. એમ. એસ. જેવા મોટા નામાંકિત સરકારી ડાકટરો અને અંગ્રેજ અમલદારો વ્યવસ્થાપક છે. તે હોસ્પીટલમાં, રાજા મહારાજાઓ, નવાબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, શેસન્સ જજજો, કર્નલો, મેજરો, કેપ્ટનો, ડેપ્યુટી ડીરેક્ટર જનરલ ઑફ પોસ્ટઓફીસ, નામદાર ઈંડીઆ સરકારના કૉમર્સ અને ઇન્ડસ્ટ્રીયલ ડીપાર્ટમેન્ટના આસીસ્ટંટ, સરકારી સીવીલયન ઑફીસર, પોલીટીકલ એજન્ટ, યુરોપીઅન સીવીલ સરજ્યન, લેફ્ટેનન્ટ આઇ. એમ. એસ., એમ. ડી.ની ડીગ્રી ધરાવનારાઓ, મોટા ડાકટરો તથા દેશી અને યુરોપીઅન અમલદારો અને ગૃહસ્થોમાં **બાદશાહી યાકુતી** નામની જગ જાહેર દવા બહુ વપરાય છે.

## બાદશાહી યાકુતી.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવેછે. પુરૂષાતન કાયમ રાખેછે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડેછે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપેછે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂા. દશ.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠિયાવાડ.**

## જાહેર ખબર.

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી, તથા મુંબઇમાં બુકસેલર એન. એમ. ત્રિપાઠીની કુંપની ઠે.-કાલબાદેવી રોડ અને અમદાવાદમાં મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેની દુકાનેથી તથા વડોદરમાં બુકસેલર મોહનલાલ મનસુખરામ ઠે૦ લહેરીપુર દરવાજા પાસેની દુકાનેથી રોકડી કીંમત મોકલી અગર વેલ્યુપેબલ પાર્સલથી મંગાવી લેવાં.

| | | | |
|---|---|---|---|
| સુકન્યા સાવિત્રી નાટક મોટું (સચિત્ર) | ૧-૮-૦ | ચંદ્રહાસ નાટક મોટું | ૧-૦-૦ |
| સદર નાટકનાં ગાયન | ૦-૪-૦ | સદર ગાયન... ... | ૦-૪-૦ |
| ભર્તૃહરિનાટક મોટું(સચિત્ર) | ૧-૮-૦ | કંસવધ નાટકનાં ગાયન | ૦-૪-૦ |
| સદર ગાયન .. ... | ૦-૪-૦ | વીરબાળા નાટકનાંગાયન | ૦-૪-૦ |
| સતી અનસુયા નાટક મોટું (સચિત્ર) | ૧-૮-૦ | દેવયાની નાટકનાંગાયન | ૦-૪-૦ |
| સદર ગાયન... ... | ૦-૪-૦ | રાજતરંગ નાટકનાં ગા. | ૦-૪-૦ |
| ચાંપરાજ નાટક મોટું | ૧-૦-૦ | વિબુધવિજયનાટકનાંગા. | ૦-૪-૦ |
| સદર ગાયન... ... | ૦-૪-૦ | સરસ્વતી નાટકનાં ગા. | ૦-૪-૦ |
| રાજસિંહ નાટક મોટું | ૧-૦-૦ | બુદ્ધદેવ નાટકનાં ગાયન | ૦-૪-૦ |
| સદર ગાયન... ... | ૦-૪-૦ | રમારણજીત નાટકનાં ગાયન... | ૦-૪-૦ |
| રાણકદેવી નાટક મોટું | ૧-૦-૦ | મદાલસા નાટકનાં ગા. | ૦-૪-૦ |
| સદર ગાયન... ... | ૦-૪-૦ | અંબરીષ નાટકનાં ગા. | ૦-૪-૦ |
| ત્રિયારાજ નાટક મોટું | ૧-૦-૦ | ભાવિપ્રાબલ્યનાટકનાંગા. | ૦-૪-૦ |
| સદર ગાયન... ... | ૦-૪-૦ | શૃંગીઋષિ નાટકનાં ગા. | ૦-૪-૦ |
| ત્રિવિક્રમ નાટક મોટું | ૧-૦-૦ | પુનર્જન્મ નાટકનાં ગા. | ૦-૪-૦ |
| સદર ગાયન... ... | ૦-૪-૦ | બલિરાજા નાટકનાં ગા. | ૦-૪-૦ |
| જગદેવપરમાર નાટક મોટું | ૧-૦-૦ | ઊષાકુમારી નાટકનાં ગા. | ૦-૪-૦ |
| સદર ગાયન... ... | ૦-૪-૦ | | |

પ્રેમીલાલ મૂલજી આશારામ ઓઝા.